ગાંડીવ બાલોદ્યાનમાલા
પુષ્પ : : તેરમું

# તોફાની ટીપુડો

અંગ્રેજીને આધારે
લખનાર
નટવર વીમાવાળા

પ્રકટ કર્તા
ગાંડીવ સાહિત્ય મંદિર
૧૮૦, [illegible]
સુરત

[કિંમત ૦-૬-૦] [ઈસ્વી: ૧૯[illegible]૮

# આભારદર્શન

તોફાની ટીપુડાને બહાર પડતાં ઘણીવાર લાગી. તેના નામ માત્ર પરથી બાલઆલમે તેને માટે ઘણી જીજ્ઞાસા બતાવી તે માટે તેનો.............................આભાર

તોફાની ટીપુડાને વિલંબ થયો તેનું કારણ તેનાં ચિત્રો; પણ એ ચિત્રો ઘણી મુશ્કેલી વચ્ચે અત્યંત શ્રમ વેઠી ભાઇ જયંતીલાલે દોર્યાં તે માટે તેમનો........આભાર

તોફાની ટીપુડો લખવાની મૂળ કલ્પના ઇંગ્રેજીમાંથી મળી. મૂળ વસ્તુમાં ઘણોજ ફેરફાર કરેલો છે અને ઘણાયે નવા પ્રસંગો યોજ્યા છે પરન્તુ મૂળ લેખકનું ઋણ કબુલવું જોઇએ.......................................આભાર

તોફાની ટીપુડાના મુખપૃષ્ઠ પર જે ચિત્ર મૂક્યું છે તે સાચેસાચો એક બાલાએ પડાવેલો ફોટો છે. તે ફોટો પડાવવા તૈયાર થનાર, અજાણ્યા કુતરા પાસે બેસવામાં ઘણી હિંમત ને ધિરજ બતાવનાર બાળાનો અને તેને ફોટો પડાવવા દેનાર તેના વડીલોનો...........આભાર

તોફાની ટીપુડાનો પાઠ ભજવવા માટે પોતાના કુતરા બાબુનો ઉપયોગ કરવા દેનાર અને તે માટે જાતે શ્રમ લેનાર મુરબ્બી શ્રી નગીનદાસ મંભારા-મનો.................................................આભાર

ને છેવટ તોફાની ટીપુડાનો પાઠ બરાબર ભજવવા માટે ડાહ્યાડમરા થઇને બેસી રહેવા સારૂ મિસ્ટર બાબુનો પણ.................................................આભાર

નટવર વીઆવાળા

આવે છે! આવે છે!

૧૪: કચુંબર
૧૫: બાળવિહાર (૨)
૧૬: ધૂપસળી

મારું નામ ટીપુડો. એ મારું નામ મારી શેઠાણીએ પાડેલું. પણ હવે તો બધા મને તોફાની ટીપુડો કહે છે; કેમકે અમારી ત્રણ જણની તોફાની ટોળીનો હું સરદાર છું.

મારી ટોળીમાંના બીજા બે મારા ભાઇબંધોનાં નામ બાઘડો અને હીરો. અમારાં ત્રણેનાં નામ અમારી શેઠાણીએ પાડેલાં.

બીજાઓનું જોઇને મારી શેઠાણી પણ મને તોફાની ટીપુડો કહે છે. કોઇ કોઇ વાર તે મને તોફાની બારકસ પણ કહે છે.

પણ મારી શેઠાણી કોણ છે તે તમે જાણો છો? ચાલો, હું તમને તેની ઓળખાણ કરાવું.

મારી શેઠાણીનું નામ સીતા. અમે ત્રણ જણા —હું બાઘેડો ને હીરો—એક બીજા પર ઉભા રહીએ એટલી તે ઉંચી છે. તેના ઘરમાં અમે રહીએ છીએ. તે બહુ ભલી ને હસમુખી છે. કોઇ કોઇ વાર તે રડે છે ને મારી પેઠે તોફાન કરે છે ખરી, પણ બહુ નહિ. તે ડાહી છે.

સીતાબાઇનું—એટલે અમારૂં—ઘર બહુ મોટું અને મઝાનું છે. તેમાં મોટા મોટા ઓરડા છે. અમારા જેવાં સો કુરકુરીઆં તેમાં ખુશીથી રહે. હાલ તો અમે ત્રણજ છીએ.

સીતાબાઇનાં બા તથા બાપુજી બહુ ભલાં છે. તેઓ કોઇ કોઇ વાર અમને પંપાળે છે, અને દુધ પાય છે. તે ઉપરાંત બે ત્રણ બીજા માણસો ઘરમાં રહે છે. એક બે નોકર પણ છે. એક ઘરડી ડોશીમા છે તે ઘરમાં રાંધે છે. તે બહુ ખરાબ છે, ને અમને દુઃખ દે છે. અમે પણ તેને પજવીએ છીએ.

ઘરની આસપાસ બાગ છે. તે બાગ ઘણો મોટો છે. તેમાં જાતજાતનાં ઝાડ છે. આંબો ને

ઓરડી પણ છે. વળી ગુલાબનાં ફુલ પણ તેમાં થાય છે. તે કુંડામાં રોપેલાં છે. બીજાં પણ જાત જાતનાં ફુલ થાય છે. બાગ બહુ મજાનો છે. અને તે બાગમાં રમવાની ગમ્મત તો એવી આવે છે કે ન પૂછો વાત.

મેં તમને મારી શેઠાણીની વાત તો કહી ખરી; પણ મારા ભાઇબંધો બાઘડા અને હીરા વિષે કંઇ કહ્યું નહિ. બાઘડો ને હીરો બંને મારીજ ઉમ્મરનાં છે. હીરાનું આખું શરીર કાળું છે—જાણે મેંશજ જોઈ લેવી. પહેલાં તો એને બધા કાળીઓ કહેતા. પણ તે નામ સીતાબાઇને ગમ્યું નહિ, તેથી તેણે હીરો નામ પાડયું છે. બાઘડાને પહેલાં ડાઘીયો કહેતા. બાઘડાનું શરીર ધોળું છે, પણ તેની ઉપર લાલ લાલ ડાઘાઓ છે. એટલે તેને પહેલાં ડાઘીઓ કહેતા. તે નામ સીતાબાઇએ બદલી બાઘડો કર્યું. (વાઘને પણ શરીર પર ચટાપટા હોય છે ને!) તમારામાંથી કોઇ, એકાદ દહાડો અમારી શેઠાણી સીતાને મળવા આવો તો તમે

બંનેને જરૂર ઓળખી કાઢો. મને ઓળખી કાઢવાનું કામ પણ સહેલું છે. મારૂં શરીર આખું ધોળું છે. નરદમ ધોળું. એક ડાઘો નહિ, કે ટપકું નહિ. તમે આવો તો તમારી સાથે હું પેટ ભરી ભરીને રમીશ, હોં!

મારા ભાઇબંધો જરા અક્કલના ઓછા છે; પણ મને અને તેમને બને છે તો બહુજ સારૂં હોં! કેમકે એક તો સરખી ઉમ્મરના, અને પાછા મળતાવડા સ્વભાવના. અમે ત્રણે દેખાવમાં પણ મળતા આવીએ. કેમકે ત્રણે ખાસ્સા જાડાજાડા અલમસ્ત જેવા છીએ. ત્રણેનાં ટાંટીઆ જરા જરા ટુંકા છે, પણ પગના પંજા રૂપાળા અને મજબૂત છે.

પંજાની મેં વાત કરી તેનું કારણ જાણો છો ? પંજા ન હોય તો અમારી જીંદગીમાંની અડધી મઝા જતી રહે. પંજા અમને બહુજ કામ લાગે. કોઇની સાથે લડવું હોય તો એજ અમારી તલ્વાર. જમીન ખોતરી કાઢવી હોય તો એજ અમારી કોદાળી. કંઇ કપડું ફાડી તોડી નાંખવું હોય

તો એજ અમારી કાતર. એના વડે તો અમે કંઇ કંઇ ગમ્મત કરીએ છીએ. અમારી શેઠાણી સીતા છે તો બહુ ભલી; છતાં તેને ચિઢવવાનું મન કેટલીક વાર અમને થઇ આવે છે. તે વેળા અમે વાડીમાં જઇ તેણે રોપેલા એકાદ બે છોડને અમારા આ પંજા વતી જમીનમાંથી ખેંચી કાઢીએ છીએ.

આખા ઘરમાં કુદમકુદ કરવામાં અને દોડાદોડીમાં અમને બહુ મઝા પડે છે. ભાંગફોડ કરવામાં અમે ઉસ્તાદ છીએ અને તેથી કોઇ કોઇ વાર અમને ઘરનાં માણસો કે નોકરોની લપડાકો ખાવાનો વખત પણ આવે છે. પણ તેનું અમને જરાયે દુઃખ નથી. કેમકે અમારી શેઠાણીને અમારા ઉપર ખૂબ હેત છે. અને અમને પણ તેના ઉપર ખૂબ પ્યાર થઇ આવે છે. તે અમારી સાથે માયાથી વરતે છે.

અમે સીતાબાઇને હેરાન કરીએ છીએ તેથી તેને કંઇ ગુસ્સો આવતો નથી. તેને સારી પેઠે

ખબર છે કે ગમ્મતને ખાતર કૂદાકુદ કરવાની અમને ટેવ છે અને તેથી અમે તોફાન પણ કરી બેસીએ છીએ. કોઇ વાર બહુ નુકસાન થઇ જાય તો વળી તે અમને ઠપકો દે છે અથવા એકાદ બે ધપ્પા લગાવી દે છે.

સૌથી વધારે ધપ્પા ખાવાનું તો મારેજ ભાગે આવે. કેમકે મેં આગળ કહ્યું તેમ બધાં તોફાનો કરવાની જુક્તિ શોધનારો તો હુંજ. ધપ્પા ખાઉં તોયે હું તો તેવો ને તેવોજ. જરા વાર થોડું રડી લઉં ને વળી પાછો કંઇ ગમ્મત કરવાને તૈયાર થઇ જાઉં. એ ગમ્મતો કેવી હોય છે તે હું હવે તમને સમજાવું. એક આખા દિવસની હકીકત હું તમને કહીશ એટલે તમને સમજાઇ જશે.

( ૨ )

તે દિવસે રવિવાર હતો. સ્હવારનો પહોર થયો એટલે અમે અમારી પથારીમાંથી ઉઠ્યા. અ-મારી પથારી કેવી છે તે જાણો છો? એક વાંસની મોટી ટોપલીમાં પુષ્કળ સુંવાળું ઘાસ છે. તે અમારી

સીતા શેઠાણીએ ખાસ મંગાવીને અમારે માટે પથારી બનાવી છે. એ પથારીમાં ઉંઘી જવાની અમને બહુજ મઝા પડે છે. સ્હવારના પ્હોરમાં આંખ ઉઘડતાંજ કુદકો મારીને હું બહાર નીકળ્યો. અને આખું શરીર ખંખેરી નાંખી આળસ મરડયું. પછી બાઘડા અને હીરાને ગોદા મારી જગાડયા કેઃ અલ્યા ઉંઘણસીઓ! જાગો, જાગો! કેવાં અજવાળાં થઇ ગયાં છે. બંને ઝબકીને જાગ્યા અને કૂદીને બહાર આવ્યા. હજુ અમારે દુધ પીવાની વખત થઈ ન હોતી. ઘરનાં માણસો દુધ પીએ ત્યારેજ અમને પણ મળતું. તેમને બધાને જાગતાં જરા વાર હતી. એટલે અમે તો કુદતા નાચતા વાડીમાં ગયા. ત્યાં ગયા પછી મેં કહ્યુંઃ કેમ અલ્યાઓ! શરત રમવી છે? આવી જાઓ. કોણ પેલા બદામડીના ઝાડ સુધી દોડવામાં પહેલું આવે છે?

હીરો બોલ્યોઃ એ તો જાણ્યું, હવે! તું દર વખતે પહેલો આવે છે તેથી શેખી કરે છે. આપણે

કંઇ એવું રમતા નથી. અહિં ભીંતથી બદામડી સુધી દોડી તે ઝાડને પાંચ ચકરાવા લઈ પછી પેલા ગુલાબના છોડ પાસે જઇ ગુલાબ તોડી લાવી અહિં ભીંત આગળ પહેલો મૂકે તે ખરો. એવી શરત હોય તો આપણે દોડીએ. નહિ તો કંઇ નહિ. હું તો આ બેઠો.

એમ કહી એ તો બેસી ગયો. મેં બાઘડાની વલણ પણ હીરા તરફની જોઇ એટલે ફેરવી તોળ્યું: ચાલની ભાઇ, એમ તો એમ! આપણે તો રમવા સાથે કામ છે. તું કહે છે તે કબુલ છે.

એમ કહી હું કબુલ થઇ ગયો. ત્રણે જણ એકી સાથે ઉભા રહ્યા. હું બોલ્યો: એક, બે ત્રણ. દોડો.

ત્રણે જણ સાથે દોડ્યા. દોડતાં દોડતાં હીરાએ તો ખૂબ જોર જણાવ્યું અને આગળ દોડી ગયો. હું બીજે નંબરે હતો અને બાઘડાભાઇનાં તો ઠેકાણાંજ ન મળે. તે તો છેક પાછળ રહી ગયો. હીરાને ખૂબ આગળ દોડેલો જોઇ મેં એક યુક્તિ કરી. બદામડીના ઝાડને તે આંટા મારતો હતો.

તેનો ત્રીજો આંટો ચાલતો હતો. એટલામાં હું ત્યાં જઇ પહોંચ્યો. પહોંચ્યો એટલેજ હીરો ફરતો ફરતો ત્યાં આવી પહોંચ્યો. એટલે મારા સ્વભાવ પ્રમાણે હું તેની સાથે અથડાઇજ પડ્યો. પરિણામે હીરો બે ગુલાંટ ખાઈ ગયો. અને અમારી શરતજ ભાંગી પડી. હીરો મારા પર ચિઢાઈ ગયો: કેમ અલ્યા ટીપુડા! મને પાડી નાંખ્યો?



હું હી હી કરીને હસી પડ્યો!

જા, હું તારી સાથે રમવાનો નથી. એમ

કહી હીરો તો જઇ એક ખુણે બેઠો. બાઘડો પણ ધીમે ધીમે જઇ તેની પાસે બેઠો. આમ અમારી વચ્ચે તકરાર થઇ. પણ તે થોડીજ વારની છે એમ હું જાણતો હતો. કેમકે એવી તકરાર તો અત્યાર સુધીમાં સેંકડો વાર થઇ ગયેલી અને સેંકડો વાર પાછી સલાહ પણ થયેલી. તકરાર થાય એટલે પાંચ દશ મિનિટ તો એ લોકો મ્હોં ચઢાવીને બેસી રહે, પણ એટલામાં હુંજ કંઇ નવી તોફાનની જુકિત રચીને તેમની પાસે જાઉં. એટલે બંને પાછાં તે તોફાનમાં સામેલ થવા કુદીને ઉભા થાય.

હું કોઇ એવી જુક્તિ શોધવાના વિચારમાંજ હતો, એટલામાં ઘંટ વાગ્યો. એ ઘંટ બધા માણુસો દુધ પીવા ભેગા થાય ત્યારે વાગતો. ઘર મોટું હતું; અને માણુસ ચાકર પણ ઘણાં. તેમ અમે ગમે ત્યાં રખડતાં હોઇએ, એટલે સૌને ભેગા કરવાને એ પ્રમાણે રાખ્યું હતું. ઘંટ વાગતાંજ હીરો કુદીને ઉભો થયોઃ ચાલો રે ભાઇઓ, દુધ પીવા.

એમ બોલી તે દોડયો. હું ને બાઘંડો પણ તેની સંગાથે દોડયા. અમે ત્રણે પાછા ભેગા મળીને દુધ પીવા દોડી ગયા.

અમે રસોડે ગયા. બધા માણુસો ભેગા થઇ ગયાં હતાં. સીતા શેઠાણી બેઠી બેઠી પોતાનું દુધ પીતી હતી. તે અમને જોઇને પોતાનું દુધ મૂકી દોડતી દોડતી આવી. તેણે મને ગળચીથી પકડયો ને જમીન પર અફાળ્યો. પણ મને વાગે શાનું? એ તો રોજનું થઇ રહેલું. પછી તે રોફભેર બોલીઃ ચાલો, ત્રણે જણ હારદોર ગોઠવાઇ જઇ ગુપચૂપ બેસો. હું દુધ પી રહીશ, પછી બધાને મળશે.

એમ કહી એ તો ગઇ અને પોતાનું દુધ પીવા લાગી. અમે ગુપચૂપ બેઠા. મને વચમાં વચમાં ઘૂરકવાનું મન થઈ આવતું. કેમકે મારો સ્વભાવ મૂળે અધીરો, એટલે ધીરજ રખાય નહિ. પણ અહિં ધીરજ રાખ્યા વિના છૂટકોયે નહિ. કેમકે ઘૂરકું તો તેમ કરવાની સજા તરીકે દુધ

ઓછુંજ મળે.

અચ્છા. છેવટે અમને દુધ મળ્યું. તે પીધા પછી અમારી સીતા શેઠાણીએ અમને થોડી વાર રમાડયા. પણ પછી તેને દાખલા ગણવાના હતા. એટલે અમને રવડતા મૂકી તે ચાલી ગઇ. એટલે હું બોલ્યોઃ કેમ, બાઘડા, હીરા, ફરવા આવો છો? આવતા હો તો ચાલો નદી કાંઠે જઇએ.

થોડા વખતની રમતગમતમાં હીરો પોતાનો ગુસ્સો વીસરી ગયો હતો. એટલે તે પાછો તૈયાર થઈ ગયો. તે બોલ્યોઃ ચાલ દોસ, ચાલ. પેલી ધોબણોની ટેકડી ઉડાવીશું અને ગમ્મત કરીશું.

એમ કહેતોકને તે કુદ્યો. તેની જોડે બાઘડાએ અને મેં પણ ગબરડી મૂકી. અમારી શેઠાણીના ઘરથી નદી બહુ દૂર નહોતી; અને દૂર હોય તોયે શું? અમારી ગબરડી અને દોડધામ આગળ તે ગમે તેટલી દૂર હોય તો યે શા ભાર? અમે તો ચારે પગે કૂદતા દોડયા. અને દોડતા દોડતા ધોબી ઘાટે આવી પહોંચ્યા. અહિં શહેરના ઘણા ધોબીઓ

કપડા ધોવા આવે. આખો દહાડો ધબાધબ ધબાધબ ચાલે. ધોબણો પાસેજ જમીન પર બધા કપડાં સૂકાવાને નાંખે. એ કપડાંઓની ચુંથાચુંથ કરવાની અમને બહુ ગમ્મત પડતી. એમ કરવાથી ધોબણો ચિઢાય તેથી પણ મોજ આવતી. એટલે કોઇક કોઇક દહાડો ફુરસદ કાઢી અમે અહિં દોડી આવતા.

અમે આજે આવીને જોયું તો ધબાધબ ધબાધબ ચાલી રહી હતી. બે ચાર ધોબણોજ આજે હતી. ધોબી કોઇ હતો નહિ. થોડે દૂર સારો તડકો પડવા માંડયો હતો ત્યાં આગળ કેટલાક કપડાં સૂકાતાં હતાં.

મેં જોયું કે, ધોબણો ધોતી હતી ત્યાંથી થોડે દૂર એક થાળી પડેલી હતી. થાળીમાં કંઈ સારૂં સારૂં ખાવાનું હોય એમ મને લાગ્યું. મેં હીરાને કહ્યુંઃ અલ્યા હીરીઆ ! આ લાગ સારો છે. પેલી થાળીમાં પડ્યું છે તે કંઇ ગળ્યું ગળ્યું ખાવાનું લાગે છે. આપણી શેઠાણી ઘણી વાર એવો બાઉ

ખાય છે. તું હિમ્મત કરતો હોય તો આખી થાળી ખેંચી જઇએ.

ધીમે રહીને બાઘડો બોલ્યોઃ હું કંઇ ગણ-તરીમાંજ નહિ કે? મારો ભાગ નહિ રાખવાના હો તો હું આ ચાલ્યો–પેલીઓને ચેતાવીજ દઉં.

જા રે જા! કંઈ ગાંડો બાંડો થયો છે. જો જે એવી નાદાની કરતો. તને મૂકીને કોઈ દહાડો અમે કોઇ ઉજાણી ખાધી છે?—મેં બાઘડાને સ-મજાવીને ઠંડો કર્યો.



પછી અમે ચુપચુપ ચાલ્યા. હીરાએ અવાજ ન થાય તેમ થાળી ખેંચી, અને થોડે દૂર આણી.

પછી અમે તેને ઘસડતા ઘસડતા આઘે ઝાડ તળે લઇ ગયા. પેલી ધોબણો તો ધબાધબ કરવામાંજ મચેલી હતી. એટલે તે અવાજમાં તેમને કંઇ માલમ પડયું નહિં. અમે ઝાડને ઓથે પહોંચ્યા એટલે થાળીને ત્યાં પડતી મૂકી હીરાએ ઝપ દઇને અંદરનો બાઉનો કકડો મ્હોંમાં લઇને ચાવવા માંડયો. અને બાઘડો પણ એક કડકો લઇ પગ વતે તેને ચુંથવા મંડયો. મેં માત્ર જરા ઠંડે કલેજે જોયા કીધું. કેમકે હું તોફાની તો ખરો, છતાં અજાણી વસ્તુને ખાતાં પહેલાં બહુ વિચાર કરવો એ. મારા મનમાં હતું. એક બે વાર એવો લપલપાટ કરવા જતાં હું માંદો પડેલો; એટલે એ ડહાપણ મને બરાબર ઠસી ગયું હતું. એટલે મેં કકડો લઇ તેને ભાંગવાનો ડોળ કર્યો ખરો, પણ કંઇ ખાધું નહિ. એટલામાં તો હીરાએ થુ થુ કરી કકડો મ્હોંમાંથી ફેંકી દીધો અને તે જાણે હમણાંજ ઉલટી કરશે એમ લાગ્યું. તે જેમ તેમ બોલ્યોઃ અરેરે આ તો પેલાઓ લુગડાં ધુએ છે

તે છે!

સાબુ ! સાબુ ! હું બોલી ઉઠયોઃ અલ્યા બાઘડા, લે આ બાઉિ ખાઇ જા. મેં બાઘડાની મશ્કરી કરી. તે પણ સાબુનો કકડો મ્હોંમાં મૂકી ચૂકયો હતો. પણ આ શબ્દો સાંભળી તેણે તુરત તે કાઢી નાંખ્યો. હીરાને તો થોડી ઉલટી થઈ પણ ગઇ. અને તે ઢીલો થઇને પડયો. બાઘડો દોડતો જઇને પાણી પી આવ્યો અને મ્હોં સાફ કરી આવ્યો. પછી અમે બંને હીરાની પાસે બેઠા. થોડી વાર સુધી હીરો બેચેન રહ્યો, પણ પછી ટટાર થયો. મ્હોં સાફ કરી આવ્યો અને પાણી પી આવ્યો. આ બધા વખત દરમ્યાન ધોબણોનું તો ધ્યાન હતું જ નહિ. હીરો ઠીક થયો એટલે અમે ત્યાંથી ચાલી નીકળ્યા.

ચાલતાં ચાલતાં તડકામાં પેલાં કપડાં સૂકાતાં હતાં ત્યાં અમે આવી પહોંચ્યા. મેં કહ્યુંઃ અબે એઇ! ચાલો થોડા કપડાં ખેંચતા જઇએ. એક મોજાંની જોડ પડી હતી. એક મેં અને બીજું બા-

ઘડાએ એમ મ્હોંમાં લીધા અને ચાલવા માંડ્યું. એટલામાં તો પાછળથી હોકારો સંભળાયો અને કોઇ દોડતું આવતું હોય તેવા પગલાના ધબકારા થયા. ઉભા રહો, મૂઆઓ! તમારો ઘાટ ઘડું! મેં પાછળ નજર કરી જોયું તો એક ૩૦–૩૫ વરસના ધોબણ દોડતી દોડતી આવે. મેં એને જોઇ કે તરતજ એક મોટો પથરો આવી મારી અડોઅડ પડ્યો. સહેજમાં જ હું બચી ગયો, નહિ તો લંગડો થઇ બેસત. અમે ત્રણે ઉભી પુંછડીએ નાઠા. હીરો પોતાની બેચેની ફેચેની ભૂલી ગયો. એટલામાં તો ધડોધડ બે ચાર પથરા આવીને પડ્યા. એક નાનું ઢેફું તો બાઘડાને પીઠ પર લાગ્યું પણ ખરૂં. પણ તેથી ઝાઝું વાગ્યું નહિ. અમે ચોપગે કુદ્યા, અને ખૂબ દૂર નીકળી ગયા. મોજાં વચ્ચે મ્હોંમાંથી પડી ગયા.

અમે ઠેઠ ઘર આગળ આવી પહોંચ્યા ત્યારેજ અટક્યા અને દરવાજા આગળ થાકીને લોથપોથ થઇને પડ્યા. હીરો કહે કેઃ ટીપુભાઇ! આજે તો જાણે

મરતાજ બચ્યા કે શું ? પેલો બાઉ ખાધો હોત તો હું તો મરીજ જાત! સારૂં થયું કે કંઇ પેટમાં ગયું નહિ? નહિ તો—

નહિ તો શું? અમારે તારી પોક મૂકવી પડત—હું હસતો હસતો બોલ્યો.

હીરો ચિઢાયો. એને વારે વારે ગુસ્સો ચઢી આવતો, તેમ તેમ એની મશ્કરી બનાવવાનું મને વધારે મન થતું. ચિઢાઇને એ બોલ્યોઃ જોજે, કોઈ દહાડો તારીજ પોક મૂકાઇ ના જાય!

એટલામાં બાઘડો બોલ્યોઃ અરે, પણ તમે પોક પછી મૂકયા કરજો. કંઇ પેટનું કરોને, મને તો કકડીને ભૂખ લાગી છે.

હા. હા. મને પણ ભૂખ લાગી છે—હીરો બોલ્યો.

ચાલો ત્યારે રસોડામાં જઇએ, ગુપચૂપ. જો ડોશીમા આમતેમ ફરવા ગયાં હોય અને કંઇ ખાવાનું મળે તો વળી ફાવી જઇએ–મેં યુક્તિ બતાવી.

અમારાં ઘરમાં એક કાળાં કાળાં ડોશીમા

રહેતાં. ડોશીમા પણ જોવા જેવાંજ હતાં. તેમને જોઇ જોઇને પણ અમને હસવું આવતું. અમારી શેઠાણીના તે સગાં હશે કે નહિ, તે તો કોણ જાણે. પણ તેને ઘરમાં બધાં કાકી કહેતાં. રાંધવાનું કામ તેજ કરે. બધાને પીરસે પણ તેજ. તેમના મ્હોંમાં પાનનો ડચુરો ચાલુ ને ચાલુજ. બબડબબડ કરવાની ટેવમાં પણ તેમનો પહેલો નંબર; તેથી તેમને ચિઢવવાની અમને બહુ મઝા પડતી. અત્યારે ત્રણેને કકડીને ભૂખ લાગેલી, એટલે એક કાંકરે બે પક્ષી મરાશે એમ મને થયું. એક તો ડોશીની ગમ્મત જોવા મળશે. બીજું પેટ ભરાશે. આ વિચારે હરખાઇને અમે દોડયા. બીજા બધા ઓરડા વટાવીને રસોડે પહોંચ્યા; તો ડોશીમા ત્યાં નહોતા. ચુલા પર દાળનું પાણી ખળભળ થતું હતું. શાક અડધું સમારેલું પડયું હતું. રોટલી કરવાની કણેક બાંધેલી હતી. એક મોટી થાળીમાં તે કણેકનો મોટો લોચો પડયો હતો. ઘરમાં જમનારા ઘણા. એટલે તે પ્રમાણમાં

શેટલી તો જોઇએજ કની? પણ આ બધામાં ખાવું શું તે કંઇ અમને સમજાયું નહિ. એટલામાં મારી નજર ઉંચે શિકા પર ગઇ. ત્યાં કંઇ સારી સારી વસ્તુ હોય એમ મને લાગ્યું. મને ઉંચે જોતો જોઇ હીરાએ પણ નજર કરી અને કહ્યુંઃ ટીપુભાઈ, આ...પણે કંઇ માલ લાગે છે હોં! કુદકો મારીએ તો મઝા આવે.

ત્યારે તું ભુસ્કો માર. પાસે પાણીયારૂં છે, ત્યાંથી બરાબર છલંગ મારે તો શિકામાં પડાય. શિકું મોટું છે. તેમાં પડીને ત્યાંથી તું ફેંક એટલે અમે તે લઇ દોડી જઇશું. અને પછી સરખે હિસ્સે વહેંચી લઇશું—મેં સૂચના કરી.

એ સૂચના હીરાને તુરત ગળે ઉતરી. વાત એમ હતી, કે પેલો ઉલટી કરાવે એવો બાઉ ખાઇને તેનું મ્હોં ખરાબ થઈ ગયું હતું. ક્યારે ને બીજું કંઇ ખાઉં એમ એને થતું હતું. એટલે તેણે હિમ્મત કરી. બાઘડાને અમે ચોકી રાખવા બારણા પાસે ગોઠવ્યો. હું શિકા નીચે



ઉભો રહ્યો, અને હીરો કુદકો મારીને પાણીઆરે ગયો. જરાક વાર તે ત્યાં ઉભો રહ્યો. પછી બાધદાને કહેઃ કેમ મારૂં કે કુદકો? કોઇ આવતું તો નથી ને?

બાઘડો બોલ્યોઃ ના, નાં કોઇ નથી–જલદી કર.

હીરાએ એક કુદકો માર્યો. પણ તે પાછો પડ્યો. શિકું હાલી ગયું. તે પર જવાયું નહિ. પણ તેથી કંઇ એ ચઢાઇ છોડી દેવાય? તેણે ફરી બીજો કુદકો માર્યો. આ કુદકે એક કૌતુક થયું. તેના બે પગ શિકા પર પડ્યા અને બે અદ્ધર. એટલે શિકું હાલવા લાગ્યું અને તે લટકવા લાગ્યો. આ જોઇને મારૂં તો હસવું માય નહિ. પણ તેની સ્થિતિ દયામણી થઇ પડી. બાઘડો પણ તે જોઇને હસવા લાગ્યો. એટલામાં તો ડોશીમાનો ઘાંટો પાછળથી સંભળાયો. માજી ત્યાં આવી પહોંચ્યા. એટલે બાઘડો ત્યાંથી ઉભી પુંછડીએ નાઠો. અને હું પણ દોડ્યો. પસાર થતાં થતાં માજીની એક લાત મેં ખાઇ લીધી. પેલી બાજુ હીરાભાઇને તો એવી ગભરામણ છૂટી કે ટાંટીઆ લથડી ગયા અને તે નીચેજ પડ્યો. એટલે ડોશીમાએ તેને પકડીને બે ચાર થાપટો લગાવી દીધી. અને બબડાટ તો તેમનો ચાલુજ. જેમ તેમ હીરો એ આફતમાંથી

છટકીને નાસી છૂટ્યો અને અમે ત્રણે પાછા બહાર વાડીમાં ભેગા થયા. બિચારા હીરાનું તો આજે કમનસીબજ હતું. તેને માથે આફત પર આફત આવતી હતી. એટલે તેણે તો બહાર આવીને રડવાનુંજ શરૂ કર્યું. તેણે રડવા માંડ્યું એટલે તો તુરત ઘરમાં બૂમ પડીઃ કીકી, ઓ કીકી!

મેં તરત ઘાંટો ઓળખ્યો. એ ઘાંટો અમારી શેઠાણીના બાપાનો હતો. તેઓ અમારી શેઠાણીને કીકી કહીનેજ બૂમ પાડતા. તેઓ બોલ્યાઃ કીકી! જોને! પેલાં કુતરાં રડે છે!

બે ત્રણ મિનિટ ગઇ ન ગઇ એટલામાં તો દોડતી દોડતી અમારી શેઠાણી ઘરની બહાર આવી પહોંચી. તેના હાથમાં બે ચાર રોટલીઓ હતી. તેણે તુરતજ ચાર ચાર પાંચ પાંચ કકડાઓ કરી અમને નાંખ્યા. હીરાનું રડવાનું બધું ઉડી ગયું. અને અમે પણ હરખાતા હરખાતા ખાવા મંડી પડ્યા.

પણ એટલાથી કંઇ અમારી ભૂખ ભાંગી નહિ. એટલી રોટલીઓ ચપાટી જઇ અમે દયામણું

મોંઢે અમારી બાઇ તરફ જોયું. તે સમજી ગઇ કે હજુ આ લોકોના પેટ ભરાયાં નથી. એટલે તેણે બાધડાને ઉંચકી લીધો, અને અંદર ગઇ. અમે બંને તેની પાછળ દોડયા. રસોડાના બારણાં આગળ જઇ તે બોલીઃ માજી, મને બીજી રોટલીઓ આપો.

દરમ્યાન માજીનો બબડાટ ચાલુજ હતોઃ જો મોટાં નવાઇનાં કુતરાં આવ્યાં છે તે! મારી રસોઇ બધી અભડાવી મૂકે! ને પાણીઆરે કુદાકુદ કરે! હવે કંઇ દુનિયામાં જીવવાનો ધરમ પણ રહ્યો છે! જા છોકરી! હું તને રોટલીઓ નથી આપવાની! તું મને વારે ઘડીએ પજવ નહિ.

તે હસતાં હસતાં કહેઃ પણ માજી, થયું શું?

અરે! તને તે શું કહે! એ મૂઆઓ આ શિકા પર ચઢયા હતા!—માજી બોલ્યાં.

પણ તમારૂં કંઇ ખાઇ તો નથી ગયા કની?

ખાઇજ જાત તો! એ તો હું વેળાસર આવી પહોંચી! નહિ તો બધું ખેદાનમેદાન! જા બાપ,

જા! મને પજવ નહિ.

પણ મને ત્રણ ચાર રોટલીઓ આપો.

છેવટે બબડતાં ફફડતાં માજીએ રોટલી આપી અને તે અમને ખાવા મળી. છેવટ સુધી તેમનું બબડવું ફફડવું ચાલુજ રહ્યું; અને અમે તો પેટ ભરાયું એટલે જઇને અમારી ઘાસની પથારીમાં આરામ લેવા પડયા.

( ૩ )

મારી આંખ મળી નહિ મળી, ત્યાં તો એવું દેખાયું કે જાણે અમારી સીતા શેઠાણી દોડતી આવી. તેની પાછળ પેલાં માજી દોડતાં હતાં. સીતાબાઇ મોટેથી બોલતાં હતાંઃ ના, ના. હું નહિ લેવા દઉં. હું નહિ અડવા દઉં. પણ ડોશીમા તો કંઈ કંઇ બરાડા મોટેથી પાડતા હતાં. શું તે કંઇ સમજાયું નહિ. એટલામાં સીતા શેઠાણીને અડફટ લાગી અને તે પડી ગઇ. તેને વાગ્યું, અને તે રડવા લાગી. શેઠાણીને વાગેલું જોઇ મારો જીવ ઝાલ્યો રહ્યો નહિ, અને હું તરત ત્યાં દોડયો. જોઇએ

તો ખરા, બિચારીને ક્યાં વાગ્યું છે. પણ હું ત્યાં પહોંચું એટલામાં તો માજીએ મને ઉંચકી લીધો અને દોડતાં ગયાં બારી કને. ત્યાં જઇ તેમણે મને બારી-એથી ફેંકી દીધો. બારીએથી નીચે પડતાંજ મને ખૂબ વાગ્યું. હાડકાં ઢીલેઢીલાં થઇ ગયાં. હવે ક્યાં જવું તે કંઇ સમજ પડી નહિ. વાડીની બહાર જઇને હું તો રડતો બેઠો. એટલામાં ત્યાં કુદતો કુદતો એક વાંદરો આવ્યો. વાંદરાએ મને પૂછયું: કુતરાભાઈ, કુતરાભાઇ, તું કેમ રડે છે?

મેં જવાબ દીધો: મને બારીએથી ફેંકી દીધો એં એં એં......

કોણે ફેંકી દીધો?

પેલા ઘરમાં એક કાળી કાળી ડાકણ રહે છે તેણે–ડોસલી બહુ ખરાબ છે. મેં ડોશીમાને બે ચાર ગાળો દીધી.

ચાલોને આપણે તેનું વેર વાળીએ. રડવાથી શું વળે? હિંમતે મર્દા તો મદદે ખુદા.

હું તો કેવી રીતે આવું? બારણાં બંધ છે ને

ડોશીમા તો ઘરમાં છે. તે બહાર આવે તો કંઇ ઘાટ બેસે.

તે બહાર જાય છે કે નહિ? ઘરમાં તો નહિજ બેસી રહેતી હોય.

હા. જાય છે ને. સાંજે મંદિરે જાય છે, તે વેળા બહાર નીકળશે.

જોને, આપણે રસ્તા પર જઇએ. ત્યાંથી એ જશે. જતી હોય ત્યારે છાપરેથી કુદીને આપણે તેના ડીલ પરજ પડીએ. એટલે લોકો હુરીઓ હુરીઓ કરશે અને એની ફજેતી થશે.

હા દોસ્ત, એ ઘાટ સારો છે. ચાલો આપણે છાપરે ચઢીને બેસીએ.

એમ કહીને અમે તો ગયા. મારા મનમાં હરખ તો માય નહિ. એ ડોસલી સીધી દોર થઇ જશે. મને બારીએથી ફેંકી દેવાનું ભૂલી જશે. છોકરાઓ એની ફજેતી કરશે. કેવી ગમ્મત! એમજ હું વિચાર કર્યા કરતો હતો. હું ને વાં-દરાભાઇ ખૂબ ફર્યા. અમારે તો ગાઢી દોસ્તી

થઇ ગઈ. વાંદરાભાઇ ઝાડ પર ચઢી ફળ નાંખે અને હું ખાઉં એમ કરતાં કરતાં સાંજ પડી; એટલે અમે લાગ શોધી એક નીચું જેવું છાપરૂં હતું તે પર ગયા. ત્યાંથી જ ડોશીમાનો રસ્તો હતો. રસ્તાપર છોકરાઓ છાપાદાવ રમતા હતા થોડીવાર થઇ એટલે માજી આવતાં જણાયાં. મેં હરખથી બૂમ પાડી કહ્યુંઃ જુઓ વાંદરાભાઇ! પેલાં આવે તે ડોશીમા. કાળાં કાળાં ભૂત જેવાં, રાતે છોકરાં બ્હીએ તેવાં હાઉ જેવાં. આ બાજુ આવે એટલે મારો એના ડીલ પર ભુસ્કો.

ના, ના ટિપુભાઇ, પહેલાં તમે મારજો. એટલે ખરી ગમ્મત આવશે. માજી જાણશે કે તમે આ વેર લીધું. તે વિના એની મઝા નહિ. હું કુદકો મારૂં તેમાં શું?

વાંદરાભાઇની સલાહ મારે ગળે ઉતરી. પહેલાં કે પછી, ભુસ્કો તો મારવાનોજ છે ને? એમ કરી મેં લાગ તાકયો. ડોશીમા પાસે આવ્યાં કે હું કુદી પડયો, પણ લાગ ચૂકી ગયો. ડોશીમા

વચમાંજ છીંક ખાવા ઉભા રહ્યા; છીં છીં છીં. ને હું પડયો જમીન પર-ભમ્ ભમ્——

એટલામાં આંખ ઉઘડી ગઇ! ઓતારીની! આ તો બધુંજ સપનું હતું! કયાં ગયો રસ્તો? ને કયાં ગયા ડોશીમા? ને કયાં પેલો વાંદરો? બધું છૂ થઈ ગયું! હું તો જેમનો તેમ મારી પથારીમાં મોજથી પડેલો હતો. પાસે પેલા બે ઘોરતા હતા. આંખ ચોળી જોઉં છું, તો પહોર નમતો હતો. ચારેક વાગી ગયા હશે. મેં પેલા ઓને ગોદા માર્યાઃ ઉઠોરે ઉંઘણસીઓ! ચાર વાગ્યા ચાર! ને હું તો પેલા ડોશીમાને ફટકાવી આવ્યો.

હેં હેં? કરતા બંને ઉઠયા. શું થયું? શું થયું? કહે તો ખરો. એમ કહેતાં તેઓ વળગ્યા. મેં તેમને મારૂં સપનું આખું કહી બતાવ્યું. એટલે તેઓ હસે તો હસે! હું પણ પેટ ભરીને હસ્યો. હસતાં હસતાં અમારા ત્રણેનાં પેટ દુઃખી ગયાં.

( ૪ )

પાછા અમે તો બહાર દોડવા કુદવાને તૈયાર થઈ ગયા. અમે વાડીમાં આવ્યા એટલે મેં કહ્યુંઃ અલ્યા બાધડા! આપણે પેલાં મીઠાં હાડકાં દાટયાં છે તે હજુ જ્યાંના ત્યાં છે કે નહિ તે જોવું જોઇએ.

હા. પેલો કોદાળી લઇને આવે છેને તેણે ઉખેડીને ફેંકી દીધા તો નહિ હોય?

ચાલો ચાલો જોઇ આવીએ.

એમ કહેતાં અમે દોડયા. વાડીને એક ખુણે એક ઝાડના પાછલા ભાગના પોલાણમાં અમે ત્રણ ચાર હાડકાં દાટેલાં. ઠેઠ નદી કિનારેથી એ હું એક વાર લઇ આવેલો. એ તો અમારી પુંજી. હાડકાં ચાટવાનું તો અમને બહુજ ભાવે. હાડકાં તો એવાં મીઠાં લાગે કે ન પૂછો વાત. તમને ભાવે કે નહિ? કોણ જાણે? અમે તો જ્યાંથી જડે ત્યાંથી હાડકાં ખોળી લાવીએ અને ચાટયાં કરીએ. કોઇ કોઇ વાર તો એકાદા ટુકડા સારૂ માંહોમાંહે

લઢી પણ મરીએ. તેવી કોઇ મારામારી થાય તો બંદાજ ફાવી જાય, એ પણ નક્કી ધારવું.

ઠીક. અમે દોડી જઇને જોયું તો હાડકાં જ્યાં મૂકેલાં હતાં ત્યાં સલામત હતાં. જેમનાં તેમ હતાં. બધાંને અમે બહાર કાઢયાં. ત્રણ જણાએ ત્રણ વહેંચી લીધાં અને તેની સાથે ખૂબ રમ્યા. તેને ચાટયા કર્યું. કરડવા પણ ખૂબ દાંતીયા કર્યા. પછી છેવટે મેં કહ્યુંઃ હવે ચાલો, ચાલો. હું તો કંટાળ્યો. કંઇ નવીજ રમત શોધી કાઢીએ. આ હાડકાંને કોઇક નવેજ ઠેકાણે સંતાડી દઇએ.

હા, એવાં સંતાડીએ કે પેલો હરામખોર કોદાળીયો આવે છે તેને જડેજ નહિ—હીરો બોલ્યો.

પછી અમે હાડકાંને દાટવા માટે એક સારી જેવી નવી જગ્યા શોધી કાઢી અને ત્યાં તેને ચોક્કસ દાટી દીધા. માટી પૂરી દીધી. અને પછી પાછા ફરવા નીકળ્યા.

(૫)

મેઃ કહ્યુંઃ સાંજનો પહોર થયો છે, માટે ચાલો

આપણે નદી કિનારેજ સહેલ કરવા જઇએ. ત્યાં વળી કંઇ નવું ધતીંગ જગાવીશું, અને લહેર કરીશું.

થોડી વારે અમે નદીના કિનારા પર આવી લાગ્યા. પછી અમે કિનારે દોડવા લાગ્યા. રસ્તે કોઇ બિલાડી મળે, કોઇ બકરી મળે તો તરત તેના તરફ ધસી જઇએ, અને તેને નસાડીએ. કોઇ મોટો શિંગડાવાળો બકરો મળે તે અમારા પર પણ ધસી આવતો. તેવું થાય કે તરત એવા તો ગ-બરડી મૂકીએ કે હરણ પણ એટલું દોડતું નહિ હોય. એમ કરતાં કરતાં અમે દૂરથી જોયું તો કિ-નારા પરજ એક છત્રી દેખાઇ. અલબત્ત, છત્રી ઓઢીને કોઇ બેઠેલું હતું. સહેજ નજીક આવ્યા એટલે જણાયું કે કોઇ ઘરડો મરદ છત્રી ઓઢી બેઠેલો હતો. તરતજ મારા મગજમાં એક નવો તુક્કો ઉભો થયો. એ ડોસાની ઠેકડી બનાવવાનું કૌતુક મેં ઉભું કર્યું. અને પછી મારા ભાઇ-બંધોને કહ્યું: કેમ બાઘડાજી હીરાજી! બોલો શું વિચાર? મને એક એવો આબાદ ખ્યાલ આવ્યો

છે કે આપણે ત્રણે મળીને પેલા ડોસાની ફજેતી ઉડાવીએ.

કહે, કહે, જોઉં કહે તો ખરો–બંને જણા સાથે બોલી પડયા.

જો. આપણે આ પેલી છત્રીના ઉપર ધી... મે...થી ચઢી જઇએ. એને ખબરે ન પડે. જરાયે અવાજ ન કરવો. સહેજ હુંકારો પણ નહિ. છત્રી પર ચઢી રહ્યા, કે પછી ફડાક દેતો કે કુદકો એના ડીલ પર. એટલે પછી જોજો ડોસાજીની ફજેતી! બિચારા એવા હાંફળા ફાંફળા થઈ જશે! વખતે રડી પણ પડે. કેમ દોસ્ત! કેવી ગમ્મત!

બાધડો કહેઃ પણ મારીબારી બેસે તો!

જો બાયલો આવ્યો! તું તો સદાયે ડરપોકજ રહેવાનો. જા તારે નહિ આવવું હોય તો તું પેલે ખુણે જઇને ઉંઘી જા. અમે તો જઇશું–હીરાએ મ્હેણાં માર્યાં.

અને છત્રી પર બધા ત્રણ ત્રણ જણ ચઢવા-નાયે શી રીતે? માટે જા, બા, જા, બાધડા, એ

તારું કામ નહિ. તું તારે પેલા ઝાડ તળે જઇને સૂઇ જા અને બધું જોયા કરઃ અમે કેવી ગમ્મત કરીએ છીએ તે—મેં કહ્યું.

એમ કરી અમે બાઘડાને જરા દૂરથીજ એક ઠેકાણે બેસાડી દીધો. પછી અમે ધીમે પગલે આગળ વધ્યા. રાતને વખતે દુશ્મનના કિલ્લા પર હુમલો કરવા નીકળેલું લશ્કર જેમ ચાલે તેમ ચાલ્યા. એવા હળવા પગ મૂકીએ કે જાણે અમે ચાલીએ છીએ એમ અમનેય ના લાગે. એમ કરતાં કરતાં અમે પાસે આવી લાગ્યા. પાસે આવતાં અમને લાગ્યું કે ડોસાકાકા ઉંઘી ગયા છે, જરા હાલે નહિ કે ચાલે નહિ. પવન મીઠો મીઠો આવે–ઉંઘ આવી જાય એવોજ. એટલે આંખ મીંચાઇ ગયેલી. આથી અમે બહુ હરખાયા. ચાલો, આ ઠીક મઝા આવી. ડોસાકાકા ઝબકીને જાગશે, કે આ વળી કુરકુરિયાંનો વરસાદ ક્યાંથી આવ્યો ? બડી મઝા આવશે. એમ કરીને અમે ધીમે પગલે ચઢવા માંડયું. હું ને હીરો

બંને એક બીજાને ઇશારત કરતાઃ કે ખબરદાર, કંઇ અવાજ નહિ કરવો. પાછલા ભાગમાં તો અમારા ટાંટીઆ સરી સરી જાય. એટલે જરા જરા અવાજ થઈ પણ જતો. પણ કાકા શાના જાગે? તે તો કોણ જાણે શાંયે સપનાં જોઇ રહ્યા હશે!

(૬)

એમ કરતાં કરતાં અમે ઉપર ચઢયા. ચઢયા, ચઢયા ગયા. મનમાં હરખ તો માય નહિ. ઠેઠ



ગયા એટલે તો ઓ બાપરે......આ શું......
આ તો છત્રી...ગઇ, ગઈ ગઈ!

છત્રી ઉથલી પડી! અને અમે ગયા ઉથલીને પેલી મેર. પડયા પાણીમાં. ડોસો ઝબકીને જાગ્યો. પહેલાં તો ગભરાઇ ગયો. પછી બધું સમજી ગયો. હી હી હી કરતો હસવા લાગ્યો ને તાળી પાડવા લાગ્યો! અમે તો પાણીમાં પડયા એટલે ગભ-રાઇ ગયા! ટાઢ તો ટાઢ વાય! અમને પાણીમાં એમ પડવું ગમતું નથી. એ ગમે રડયા ભેંસ-ડાઓને. ભેંસો તો પાણીમાંજ પડી રહે. પણ અમને કંઇ તે ગમે નહિ. ને પેલાં બિલ્લીબાઇ! બિલાડીના ડીલ પર તો પાણીનું ટીપું પડે તોયે તે ગભરાઇને નાસી જાય! અને અમને પણ પાણીમાં આમ સાંજને વખતે પડવાનું—ઓ બાપરે, અત્યારે આ વાત કહેતાં પણ હું ધ્રુજી ઉઠું છું!!! તો તે વખતે અમારા શા હાલ થયા હશે તેનો વિચાર કરજો. ને તેમાં પાછો પેલો ડોસો અમારી મશ્કરી બનાવે!!!

(૭)

અમે તો જેમ તેમ કરતાં બહાર નીકળ્યા. ટાઢે થર થર ધ્રુજીએ. પવન તો કહે કે મારૂં કામ! અને પેલા ડોસાકાકા હસે તો હસે! અમે ગબરડી મૂકીને નાઠા. થોડો થોડો-તડકો હજુ આવતો હતો, એટલી પરમેશ્વરની મહેરબાની હતી. અમે ઘેર દોડ્યા. બાઘડો મળ્યો. તે પણ અમારી મશ્કરી બનાવવા લાગ્યોઃ કેમ બહાદુર વીરો! કેવા બન્યા! કોણ ઝબકી ગયું? તમે કે ડોસા કાકા! એટલે મને ચઢી ચીઢ. બાઘડો મારા જેવાની ઠેકડી બનાવનાર કોણ? ગમે તેમ, હિમ્મત તો મારી ખરીજ ને! મેં ઘાંટો કાઢ્યોઃ અબે જા, જા! બાયલા! બહુ બોલે છે કે?

મેં ઘાંટો કાઢ્યો એટલે બાઘડો ચૂપ થઈ ગયો. એનામાં ઝાઝા રામજ નથી.

પણ અમે ટાઢે ધ્રૂજતા હતા એ વાત તો ચોક્કસ. એટલે મેં કહ્યુંઃ ભાઈ હીરા! આપણે થોડું ધૂળમાં આળોટો. સૂકી ધૂળ હશે તો પાણી ચૂસી લેશે.

અને ટાઢ ઉડી જશે. એમ કર્યા શિવાય છૂટકો નથી. હીરાને પણ એ વાત પસંદ પડી. અમે ખૂબ તરેહથી ધૂળમાં આળોટયા. આખે શરીરે ધૂળ ધૂળ થઇ ગઇ. તે જોઈને બાઘડો જરા ખુશ થતો દેખાયો. પણ બિચારાની હિંમત નહિ કે કંઈ બોલે. પણ બોલો છોકરાંઓ! તમને હું ગમું કે બાઘડો ગમે? મને તો તોફાન કરવાનું જ બહુ ગમે. હિમ્મતભેર કામ કરીએ નહિ, તો દુનિયામાં રવડી મરાય. મને બાયલા રહેવાનું પસંદ નથી.

ઠીક. પછી અમે ઘર તરફ વળ્યા.

(૮)

ઘરથી થોડે દૂર સીતા શેઠાણી મળી. તે તેની બ્હેનપણી સાથે ફેરફુદડી રમતી હતી. એવામાં તેણે અમને જોયા. એટલે તેનું ચિત્ત રમતમાંથી ઉડી ગયું. તરત તે અમારી પાસે દોડી આવી ને બોલી: હટ્ નફારાં કુતરાંઓ! કેવાં ગંદા ગંદા થઇ ગયા! ધૂળમાં આળોટયા! કેવા ખરાબ છો?

એમ કહી તેણે મને ને હીરાને એકેક થાપટ

લગાવી દીધી. અમે પણ ગરીબ ગાય જેવા થઈને ઉભા રહ્યા. કેમકે અમારો વાંક તો હતો જ ને? પછી ડહાપણ કરેલું શા કામનું ? ગુન્હો હોય તો તે કબુલ કરી દેવોજ સારો. અમે ઉભા હતા એટલે સીતા બોલીઃ ચાલો રે ગંદુડાઓ ! તમને બરાબર ન્હવડાવું, અને પાણીની કુંડીમાં બોળી કાઢું. કેવાં નઠારાં છો ! કશો તોફાન કરી આવ્યાં છો ! ખબરદાર, આવા ગંદાં થયાં તો!

આફત! આફત! શેઠાણીના આ શબ્દો સાંભળી અમે ગભરાયા! આ તો વળી પાછું પાણીમાં પડવાનું આવ્યું! મને એ મારી શેઠાણી આમ ન્હવડાવે છે તે જરા ગમતું નથી. બધું સાબુનું ફીણ ફીણ આંખમાં જાય છે ને એવું ખરાબ લાગે છે? પણ કરીએ શું ? કંઈ છૂટકો હતો? પણ મેં નક્કી કર્યું કે કુંડીમાં વધારે વખત રહેવુંજ નહિ. કૂદીને નાસી જવું. મેં હીરાને પણ એ વાત ઇશારે સમજાવી. તેને પણ ક્યાં નહાવાનું ગમતું

હતું ?

અમે એમજ કર્યું. થોડા ઘણા ન્હાયા નહિ ન્હાયા ને અમે તો કુંડીમાંથી કૂદીને નાઠા. બાઘડો પણ અમારી સાથે ન્હાવામાં તો સામેલ હતો. તે કંઇ અમારા જેવો ગંદો ન્હોતો, છતાં તેને પણ ન્હાવું પડ્યું. તે પણ કુદીને નાઠો. અમે નાઠા એટલે સીતા અમને પકડવા પાછળ આવી. થોડે દૂર એક દેવદારનું મોટું ખોખું પડેલું હતું. તેમાં કોલસા રહેતા. અમે કુદીને તેમાં પડ્યા અને પાછા, હતા તેનાથીયે ગંદા થઇ ગયા! સીતા બહુ ખિજાઇઃ હત્ તમારીની! કેવાં બગડી ગયાં છો! આવું કરશો તો બારીએથી ફેંકી જ દઇશ! નહિ તો લાકડીએ લાકડીએ ફટકાવીશ! ચાલો. કહી તેણે અમને કોલસાપેટીમાંથી બહાર કાઢ્યાં અને બબ્બે ચચ્ચાર થાપટ લગાવી દીધી. કેમ લગાવે? અમારૂં તોફાન કંઇ ઓછું હતું ? અને અમને ડીલ ચોળીને ન્હવડાવવાની મહેનત પણ કંઇ ઓછી હતી?

એ ચાર થાપટો ખાધી હતી, તે ફરી ખાવાનું મન નહોતું; એટલે અમે સીધા દોર થઇ નાહ્યા. પછી તેણે ટુવાલ વતી અમારાં ડીલ લૂછ્યાં. બિચારી કેટલો બધો પ્રેમ રાખે! અમારા પર તેને ઘણું હેત હતું, અને અમારે માટે તે બહુ મહેનત કરતી.

પણ આજે તે બહુ ગુસ્સે થઇ હતી. એટલે ડીલ લૂછ્યા પછી તેણે અમને ગરમ શગડી પાસે બેસવા તો દીધાં, પણ કહ્યુંઃ જાવ, આજે તમને હું તમારાં તોફાન માટે સખત સજા કરવાની છું. રોજ તમને રોટલી ને દુધ મળે છે. આજે ફક્ત તમને રોટલી મળશે. તે પણ જાડી જાડી અને સહવારની વાસી. એજ તમારી સજા. તે શિવાય તમે સુધરવાનાં નથી.

આ સાંભળી બાઘડો અને હીરો મારા તરફ ઘુરકવા લાગ્યા. આ બધું કારસ્તાન મારૂં હતું એમ કહી તેઓ મારા પર બહુ ગુસ્સે થયા. તોફાનમાં અડધો ભાગ તેમનો પણ હતો જ, છતાં તેઓ

ફાંતીઆ કરવા લાગ્યાં. પણ મેં તેમને ગણકાર્યાં નહિ. હું તો આ આફતમાંથી કેમ છૂટાય તેનોજ વિચાર કરતો હતો. એવામાં મને એક રસ્તો સૂઝી આવ્યો. મેં બંનેને કહ્યું: મારા તરફ ઘુરકશો તેમાં શું વળવાનુ ? તેથી કંઈ તમને દૂધ મળવાનું નથી. દૂધ જોઇતું હોય તો હું રસ્તો બતાવું. તે પ્રમાણે કરીશું તો ફાવીશું.

પછી મેં મારી જુક્તિ બતાવી: જુઓ, આપણે ત્રણે એવા નરમ બની જઇએ કે શેઠાણીને દયાજ આવે. જાણે રડતા હોઇએ એવા દયામણા થઇ જઇએ. એ આપણને ઢીલા ને માંદા જેવા જોશે કે તરત એનો ગુસ્સો ઉતરી જશે, અને આપણને દુધ મળશે.

મારી જુક્તિ બંનેને ગળે ઉતરી. અમે ત્રણે એક ખુણે જઇને એક બીજાની સોડમાં ભરાઇને પડ્યા. એવું તો દયામણું મ્હોં કર્યું કે જાણે હમણાંજ રડી પડીશું. શરીર પણ જાણે ધ્રૂજે. જાણે માંદાજ ન પડ્યાં હોઇએ, એવા નરમ અમે

થઇ ગયા. થોડી વારે સીતા શેઠાણી ત્યાં આવી પહોંચી. તે અમને આવા ઢીલા જોઇને ગભરાઇ ગઇઃ ઓ મા રે! આ તો માંદા પડ્યાં કે શું? હાય! હાય! બધો મારો જ વાંક! મેં બબ્બે વાર ન્હવડાવ્યા! શરદી થઇ જવાની. લાવ, લાવ. એમને કંઇ ગરમાટો કરૂં. એમ કહી તે દોડી ગઇ, અને એક તપેલીમાં ગરમ દુધ લઇ આવી. સાથે તાજી રોટલી પણ હતી. એટલે આખરે અમને સારૂં સારૂં ખાવાનું મળ્યું. પછી થોડો ભાત પણ એણે અમને આપ્યો. તે ખાઇને અમે ટટાર થયા. અને પાછા રમતા કુદતા થઇ ગયા. આથી તે હરખાઇ. તેને ફીકર થતી હતી તે ટળી ગઇ.

રાત પડી ગઇ હતી. નવ વાગી ગયા હશે. અમે થાકીને લોથ પોથ થયેલા હતા. આખા દહાડામાં કંઇ ઓછી મસ્તી કરી હતી? અમને બીજું શું સુઝે? બસ, તોફાન તોફાન ને તોફાન. ને હવે બાકી શું રહ્યું હતું? પથારીમાં જઇને સુવાનું.

આ પ્રમાણે અમારો રવિવાર પૂરો થયો. અમારો તો દરેક દહાડો એવો ને એવોજ જાય. રોજ તેટલીજ ગમ્મત, તેટલાંજ તોફાન, તેટલુંજ ટીખળ. અમે દિલગીર તો કોઇ દહાડો થઇએજ નહિ. સદાય હસતાં રમતાં ને કુદતાં. વ્હાલા બાળબન્ધુઓ ! તમને પણ હું એવીજ સલાહ આપું છું. સદા હસતાજ રહેવું. હિમ્મત રાખવી. અને કંઇ કંઇ નવું કરવાની ટેવ રાખવી. લ્યો ત્યારે,

રામ રામ !

(૪૮+૪)

# ગાંડીવનાં નવાં રમકડાં

ઉપલા મથાળા હેઠળ વાઘોનું વન (૦-૪-૦) જાદુમહાર (૦-૪-૦) અનરીપુરી (-૦૫-૦) સોનાકુમારી (૦-૪-૦) એ ચાર ચોપડી વિષે 'સૌરાષ્ટ્ર' તા. ૪-૨-૨૮ ના અંકમાં લખે છે:

ગાંડીવ સાહિત્ય મંદિર બાળ-સાહિત્યમાં વેગભર વૃદ્ધિ કર્યે જ જાય છે તેની સાક્ષી તેના તરફથી તાજેતરમાં પ્રસિદ્ધ થયેલાં ઉપરનાં ચાર રમકડાં જેવાં મનોહર પુસ્તકો આપી રહ્યાં છે. ગાંડીવ સાહિત્ય મંદિરના એક પછી એક બહાર પડયે જતાં પુસ્તકો તે સંસ્થાના યુવાન સંચાલકોના અદમ્ય ઉત્સાહનાં સૂચક છે. આ ચારે પુસ્તકો અભ્યાસની શરૂઆતજ કરતાં હોય તેટલાં નાનાં બાલકો માટે નિર્માયાં છે. અક્ષરો મોટા, શાહી જૂદી જૂદી અને તરેહવાર પૂંઠાની યોજનાથી આ પુસ્તકોને આકર્ષક કરવાના પ્રયાસ થયા છે. તેમાં ખાસ કરીને સોનાકુમારીનાં પૂઠાંને સોના જેવો રંગ ચડાવી, તેને સુશોભિત બનાવવા જે ઝહેમત લેવાઈ છે, તે પ્રૌઢ કલાકારને કદાચ સંપૂર્ણ ફલિત ન લાગે તોયે તે બાલકોને તો ખૂબજ આકર્ષી શકે છે, એવો અમારો અનુભવ છે. ચારે પુસ્તકોની અંદરની વાર્તાઓ બાલકો હોંશથી વાંચે તેવી છે. ગુજરાતના ગરીબ બાલ-સાહિત્યમાં સરસ ઉમેરો કરનાર આ ચાર પુસ્તકોને અમે આવકાર આપીએ છીએ અને સાધનસંપન્ન બાળકો આ ચારે 'રમકડાં' મેળવવા ગાંડીવ સાહિત્ય મંદિર ઉપર મારો ચલાવે એવું ઇચ્છીએ છીએ.